# ચેહા પુરાણ

યાને

# સ્વર્ગની દેવી

ભાગ ૧ લો.


લેખક અને પ્રકાશક.

શાન્તિલાલ લલ્લુભાઇ ત્રિવેદી. ખેરાલુવાળા.

(વીસમી સદીના વેદ વ્યાસ)

હાલ મુકામ ગોમતીપુર હોળીચકલો અમદાવાદ.



આવૃતિ ૧ લી. પ્રત ૨૦૦૦ સંવત ૧૯૮૫

કીમત બે આના.

# ચણ્ડ પુરાણ



યાને

# સ્વર્ગની દેવી

ભાગ ૧ લો.

લેખક અને પ્રકાશક.
શાન્તિલાલ લલ્લુભાઇ ત્રિવેદી. ખેરાલુવાળા.
(વીસમી સદીના વેદ વ્યાસ)
હાલ મુકામ ગોમતીપુર હોળીચકલો અમદાવાદ.

આવૃતિ ૧ લી. પ્રત ૨૦૦૦ સંવત ૧૯૮૫

કીમત બે આના.

# લેખકના બે બોલ

બે બોલ કહું તે સાંભળો ઓ ફ્રેન્ડ મારા ધ્યાન દઈ
તમ હિત કેરી વાત છે વિચારજો અંતર મહીં
જે ચાહને ચાહી તમે પ્યાલા પીઓ છો પ્યારથી
બાળે તમારાં કાળજાં શું જાણતા એવું નથી
શું સ્વાદમાં મોહી રહ્યા પૈસા તણું પાણી કરી
અવગુણ ભર્યાં તેમાં અતિ કંઈ ગુણ બતલાવો જરી
વાંચી હજારો વારતા એ ચાહના દુર્ગુણ તણી
નવ જ્ઞાન લીધુ કંઈ જરી શું મોહ પામ્યા ચહાના ભણી
આંખો છતાં અંધા બની શું ચાહને ચાહી રહ્યા
એ ચાહની પ્યાલી મહીં યારો દિવાના શું બન્યા
દેવી નથી એ સ્વર્ગની કે દેવની દાસી નથી
મેં ભાંગ પીને બુક આ તૈયાર કંઇ કીધી નથી
ના, ના, દિવાનો ધારતા હું મેડ કે ચક્રમ નથી
આ ચાહ કેરી ચોપડી ચહા ભકતના માટે લખી
છું ભાનમાં પૂરેપૂરો હું ભાન કંઇ તમને નથી
અવગુણ જાણો છો તમે જાણ્યા છતાં મૂકતા નથી
વિસરી વિભુનું નામ યારો ધ્યાન પણ ચહાનું ધરો
એ દેવીના દર્શનને કાજે હોટલોમાં પરવરો
મહિમા વધ્યો આ જગતમાં સૌ ચાહના ગુણ - ગાય છે
માટે લખી આ ચોપડી જે ચહા કથા કહેવાય છે
સાચી કથા નવ માનશો ગમ્મત અને વળી જ્ઞાન છે
એ ચહાને ચહાશો નહી ચહા ચુડેલ સમાન. છે.

લેખક: શા. લ. ત્રિવેદી.

# અર્પણ પત્રિકા

**શ્રીમાન રા. રા. ચહાદેવીના ચટુકડા અને હોટલોના હડકાયા મહાશયોને સવિનય ભેટ.**

મુકામ **ચહાનગર.**

ઠે. **સબજાત હોટલ વટાળ મંદિરના વચલે માળે.**

આપ શ્રીમાનો ચહા માતાના પનોતા પૂત્ર, ચૂસ્ત ભક્ત, સદાના સેવક, અને જીંદગી ભરના ગુલામ હોઇ, ચહા દેવીને પ્રાણથી પણ અધિક પ્રિય માનનારા પરમ ભકત અને ઉપાસક છો.

પરમ પૂજ્ય ચહા માતાનું ધ્યાન, આરાધન, ભજન, અને સેવન, આપ સદગ્રહસ્થો ડેલી મોર્નિંગ ટાઇમે, મધ્યાન ટાઇમે અને સંધ્યા ટાઇમે આપને ઘેર તથા વટાળ મંદિરોમાં સંપૂર્ણ પ્રેમ, અને ઉત્સાહથી કરવા વાળા વીસમી સદીના વટલેલ વીરનરો આપજ છો.

પ્રભાતના પહોરમાં પથારીમાં પડે પડે ચહા માતાની માળા જપનાર મહાત્મા પણ આપજ છો.

ચહા માતાના પવિત્ર મંદિરોમાં આપ મહાશયો ઘાંચી, મોચી, વાઘરી, રાવળીયા, અને ઢેડ તથા ચમાર સરખાનાં પણ એઠાં ચપ્પણ ઘણીજ રાજી ખૂશીથી અર્ધે માથે ટોપી મૂકી, વીર યોદ્ધાની માફક છાતી કાઢી અડગ શ્રદ્ધાથી ચાટી, તમારા અપવિત્ર દેહને પવિત્ર કરવા ચહા માતાના મંદિરોમાં કોઇ પણ પ્રકારનો ધર્મ બાધ ગણ્યા વગર ચહાનેજ ચહાનારા પવિત્ર પૂણ્ય વીરો આપજ છો.

આવી આપની ચહા માતા પ્રત્યેની અનહદ પૂજ્ય બુદ્ધિ, એક નિષ્ટા, દૈવી ભક્તિ. અને અડગ શ્રદ્ધા હોવાથી આ ચહા માતાનું ગૌરવ, પ્રભાવ, અને મહાત્મ, વધારનાર તથા જગત જનુની ચહા માતાની કીર્તી ફેલાવનાર, તેમજ આપ જેવા વીસમી સદીના વટલેલ વીરનરોને મહિમા વધારનાર આ નાનકડું પુસ્તક હું આપ સાહેબોના કરકમળમાં કપ, રકાબી, અને ઉની ફડફડતી કીટલી સાથે સવિનય અર્પણ કરૂં છું. અસ્તુ.

લેખક
**શાન્તિલાલ લલ્લુભાઈ ત્રિવેદી.**
**(વીસમી સદીના વેદ વ્યાસ.)**



# પ્રસ્તાવના.

ચાલુ જમાનામાં ચહાનો પ્રભાવ કેટલો બધો વધી પડયો છે, તે સૌ કોઈ સારી રીતે જાણે છે. નજરે નિહાળે છે. અને અનુભવે છે એટલે વિશેષ કંઇ લખવા જેવું રહેતું નથી. ટુંકામાં એટલુંજ કહેવું બસ થશે કે અત્યારે ચહાનો પ્રભાવ પ્રભુ કરતાં પણ વધી પડયો લાગ્યો છે. આખા જગતમાં તપાસ કરશો તો પ્રભુ ભજન કરવાવાળા કરતાં પણ ચહાનું ભજન કરવાવાળાની સંખ્યા વધી પડશે. અત્યારે તે આખુ જગત બસ ચહા, ચહા, ને ચહાનેજ ચાહી રહ્યું છે. ચહાના દુર્ગુણનાં લાખો પુસ્તકો લખાયાં, અને જનસમાજ પણ સારી રીતે જાણે છે કે ચહા શરીરને પાયમાલ, રોગિષ્ટ અને ધર્મભ્રષ્ટ કરવાવાળી છે છતાં પણ છતી આંખે અંધ બની આખું જગત બસ ચહાની પાછળ દિવાનુ બન્યુ છે. એ ચહાની કેટલી બધી મોહિની ?

આ ઉપરથી ગમ્મત સાથે જ્ઞાન મળવાની ખાતર મ્હે ચહાને સ્વર્ગની સુંદરી કલ્પી આ કલ્પિત પુસ્તક રચ્યું છે, તો કોઈ પણ સદ્‌ગૃહસ્થે કોઈ પ્રકારની ટીકા કે ચર્ચા કરવા તસ્દી લેવી નહી. એજ

છેવટમાં વાંચક બન્ધુ હંસવૃત્તિ રાખી ભૂલચુકની ક્ષમા કરશો. એજ વિનંતી.

ગોમતીપુર હોળીચકલો
**અમદાવાદ.**

લેખકઃ આપનો સેવક,
**શા. લ. ત્રિવેદી. ખેરાલુવાળા.**

# ચહા પુરાણ
યાને
# સ્વર્ગની દેવી.



## [ ભાગ ૧ લો. ]
### અધ્યાય ૧ લો.

( વૈશંપાયે એણીપેર બોલ્યા એ રાગ. )

ચક્રમ મુનિ ચા પી બોલ્યા ધનચક્કર સૂણ રાય
વિસ્તારી મુજને સંભળાવું ચહા પુરાણ મહિમાય
ચહા પુરાણનો મહિમા મોટો પાપી પાવન થાય
એક કપ જે ચા પીએ તે જરૂર વૈકુંઠ જાય
એક દિનમાં બે વખત જે બે કપ પીએ ચહાય
સાચું કહું છું બુડથલ રાજા યજ્ઞ તણું ફળ થાય
એક દિનમાં ત્રણ વખત જે ચાહ તણું કરે પાન
સ્વદેહે તે નજરે જોશે સ્વર્ગ તણું વૈમાન
ફોર્થ, ફાઇવ, ને ટેન, ટેન, વેળા ચહા પીશે જે જન
થઇને વર્ષ ઇન્દ્ર કેરૂં લેશે ઇન્દ્રાસન
એવો ચાહનો અધિક મહિમા સાંભળજે તું રાય
હવે ઉત્પત્તિ ચહાની કહું છું ચહા તણો મહિમાય

શંકા ન ધરતો મનમહીં તું સાંભળજે ભૂપાળ
ચહા સ્વર્ગેથી પૃથ્વિ આવી પૃથ્વિથી ગઇ પાતાળ
પ્રથમ સ્વર્ગે નન્દન વનથી ઇન્દ્રે શોધી કાઢી
બ્રહ્માજીએ નન્દન વનમાં બનાવી ચાહની વાડી
મહિમા બતાવ્યો સરસ્વતીએ વિષ્ણુએ ઉકાળી
નારદજીએ કીટલી લઈને ભરી ચાહની પ્યાલી
એવી રીતે દેવ સરવે સ્વર્ગે પીતા ચહાય
મૃત્યુ લોકને દુર્લભ પણ તે આવી પૃથ્વી માંય
તે પ્રતાપ તુજ દાદ કેરો ચહા સ્વર્ગેથી લાવ્યા
તપ કરી મહા વનમાં જઇને ચહા પૃથ્વિીપર લાવ્યા
હિમાલય પર જઈ તપ માંડ્યું ચહા માતાને કાજ
સ્વર્ગેથી કેમ પૃથ્વિ લાવ્યા સાંભળ ભુડથલ રાજ

**વલણ.**

સ્વર્ગેથી કેમ લાવીયા, તુજ દાદા જે ચાય
કથા કહું હું તેહની, સૂણજે ચક્રમ રાય

ઇતિશ્રી ચહા પુરાણે વીસમી સદી વેદવ્યાસ રચિત ચહા મહત્મ નામનો પ્રથમો ધ્યાય પરિપૂર્ણ. બોલો ચહા દેવીકી જય.

---

## અધ્યાય ૨.

રાગ–ચોપાઇ.

સહુ સાંભળો શ્રોતારે જન કહું ચહા દેવીનું ભજન
નારદ સર્ગ ભુવનથીરે આવ્યા એક કપવે કીટલી લાવ્યા
મૃત્યુ લોકમાં ઉતર્યા જ્યારે તારૂં નગ્ર દેખ્યું તે વારે
તારો દાદો કરે ત્યાં રાજ નામ ગુર્ધવસેન મહારાજ

રૂડું વર્ધંવ જેવું જેનું રૂપ ભારે ગર્ધંવપુરીનો એ ભૂપ
ઉંટ જેવું સુંદીર છે શરીર દેખી મંજારી બીએ તે વીર
નારદ ગયા તે નગ્રની મહીં ગર્ધંવરાજાની સભા છે તહીં
ત્યાં તુજ દાદાએ સ્વાગત કીધું ઘણું માન નારદને દીધું
ટુ હેન્ડ જોડી હેઇલિ કીધા મીટર નારદના ધોઇ પીધા
કીધું પૂજન રૂડી રીતે સિંહાસન બેસાડયા પ્રિતે
બેઠા નારદ આસનવાળી વન હેન્ડમાં કીટલી ઝાલી
પછી રાજા પ્રત્યે વચન હસી બોલ્યા નારદ મુનિજન
તું સાંભળ ગર્ધંવરાજ અતિ પ્રસન્ન થયો છું હું આજ
તને આપું છું વસ્તુ હું એવી જે સ્વર્ગ તણી છે દેવી
બ્રહ્મા, વિષ્ણુ, ધરે જેનું ધ્યાન શંકર સરખા કરે નિત્ય પાન
એવી એમ્બ્રાઝિયલ જેવીચહાય જે પીવાથી અમર થવાય
એમ કહી ચહા કીંગને દીધી તારા દાદાએ તે પીધી
પીતાં રાય થયો રળિઆત પ્રભુ એ ચા આપો માબાપ
મુનિ એ ચહા મુજને આપો મારૂ સંકટ સઘળું કાપો
ત્યારે બોલ્યા નારદ મુનિ તારા દાદાની વાતજ સુણિ
દેવને પણ દૂર્લભ જેહ કેમ કરી હું આપું તેહ
એ છે સ્વર્ગ તણી રંભાય મારા થકી તે કેમ અપાય
તેવી ચહાને જે જન ચહાશે તેનું નામ અમર થઇ જાશે
જે ચહા પીશે ને વળી પાશે તેને સ્નાન ગંગાનું થાશે
એવી અમૃતરૂપી જે ચહાય જે પીવાથી અમર થવાય
તારે હોય જો ચહાનો ખપ વનમાં જઇને કર તપ
હીમગિરિ પર કરજે વાસ બનજે ચહા દેવીનો દાસ
એક હજાર વર્ષ તપ કરજે ધ્યાન ચહા દેવીનું ધરજે

તપ કરજે આસનવાળી એક હાથમાં કીટલી ઝાલી
કરજે ચહા દેવીનું ભજન ત્યારે ઇન્દ્ર થાશે પરસન
માગ્ય માગ્ય કહે જે વારે તરત કીટલી ધરજે ત્યારે
કહેજે ચહા માગું મહારાજ મારી ઇચ્છા પૂરી કરો આજ
એવાં સુણી નારદનાં વચન તપ કરવા ચાલ્યો રાજન
માતા ચહા માતાને કાજ રાજપાટ કર્યું સૌ તાજ
હિમાલય પર જઈ તપ માંડ્યું એને સ્વર્ગ ભૂવન ડોલાવ્યું
ત્યારે ઇન્દ્રને ચિંતા થાય ચહા કાજે કરે તપ રાય
હવે શો કરવો ઉપાય ચહા દેવી તો નાજ અપાય

**વલણ.**

ચહા તો કદી અપાય નહિ, હાય હવે શું થાય
ઇન્દ્ર ગભરાયો અતિ, નન્દન વનની માંય

ઇતિ શ્રી ચહા પુરાણે વીસમી સદી વેદવ્યાસ રચિત ઇન્દ્ર ગભરાટ નામનો દ્વિતીયોધ્યાય સંપૂર્ણ.

બોલો ગર્ધવરાયકી જય.

---

## અધ્યાય ૩

( વૈશંપાયન એણીપેરે બોલ્યા એ રાગ. )

ગાંજે પી વિધવાસુત બોલ્યા સાંભળજે તું રાય
ઇન્દ્ર અતિ ગભરાવા લાગ્યો નન્દન વનની માંય
ઇન્દ્રાણિ તવ કહેવા લાગી શા માટે ગભરાઓ
ટેલીફોન કરી સર્વ દેવને એટવન્સ અહીં તેડાવો.

ઉપાય બતાવ્યો ઇન્દ્રાણિએ ઇન્દ્રને સાચું લાગ્યું
થેંક્યું માય ડીયર કહીને ઝટ ભૂંગળું ઝાલ્યું
લેટર એક બ્રહ્માને લખીયો શંકરને કીધો તાર
ટેલીફોન વિષ્ણુને કીધો ઇન્દ્રે તેણી વાર

ઓ માય ફ્રેન્ડો કમસૂન કમસૂન જરી ન કરતા વાર
દુઃખ પડયું છે મુજને મોટું તમને કહું સમાચાર
સ્પેશીયલ ટ્રેનમાં બ્રહ્મા આવ્યા મોટરમાં મહાદેવ
એરોપ્લેનમાં વિષ્ણુ આવ્યા આવ્યા સરવે દેવ
દેવ સરવે દોડયા આવ્યા ઇન્દ્ર તણા દરબાર
સેક હેન્ડ કરીને હાથ મિલાવી પૃછ્યા પછી સમાચાર

વોડયુમીન, વોડયુમીન બોલો સ્વર્ગ તણા સરદાર
શા માટે ગભરાવો શાણા અમને કહો સમાચાર
ધ્રુસકે રડતો ડુસકાં ભરતાં ઇન્દ્ર બોલ્યો તે વાર

ગર્ધવરાજા તપ કરે છે તેની બીક અપાર
ચહા કાજે એ તપ કરે છે સાંભળો સરવે દેવ
એ ચહા હું શી રીતે આપું જેની કરો તમે સેવ
વાત સાંભળી ઇન્દ્ર કેરી કંપ્યા સરવે દેવ
બ્રહ્મા ભડકયા વિષ્ણુ ચમક્યા ગભરાયા મહાદેવ
વિચાર કરવા લાગ્યા દેવો હવે ગતિ શી થાશે

ચહા વિના તો સર્વ દેવનો જરૂર જીવડો જાશે
રાજ હઠ રાજા નહિ માને આપ્યા વિના નહી ચાલે
ખીસામાંથી બીડીઓ કાઢો કયા કલીશું કાલે

**વલણ.**

બીડીયો કાઢો પ્રેમથી, ફૂકો મારા વીર
શંકા ન ધરતા મન મહી હૈડે ધરજો ધીર

ઇતીશ્રી ચહા પુરાણે વીસમી સદી વેદ વ્યાસ રચિત ધૂમ્રપાન નામનો તૃતિયોધ્યાય સંપૂર્ણ બોલો બીડી બાઇકી જયં.

---

## અધ્યાય ૪.

રાગ–ચોપાઈ.

કથા સાંભળ ચક્કર રાય તારૂં જન્મ મરણ ટળી જાય
કથા સાંભળી પાશે જે ચહાય તેને યજ્ઞ તણુ ફળ થાય
જે ચહા પીશે ને વળી પાશે તેને સ્નાન ગંગાનું થાશે
જે નિત્ય કરશે ચહાનુ પાન તેને મળશે સ્વર્ગ વિમાન
હવે સાંભળજે ધરી ધીર કશી શંકા ન ધર તો વીર
તને જુઠું જો લાગે જરાય જા સ્વર્ગ મહી પૂછી આવ
હવે કથા કહું છું સારી જેનો મહિમા જગતમાં ભારી
તેવી પવિત્ર ચહાની કથાય એક ચિત્તે શ્રવણ કર રાય
શ્રીદેવોએ કીધો વિચાર ભરો મિટીંગ સ્વર્ગ મોઝાર
કીધા ટેલીફોન તે વાર દેવ તેડાવ્યા અપરંપાર
પછી ઇંદ્ર તણે દરબાર દેવે સભા ભરી તે વાર
પ્રમુખસ્થાન વિષ્ણુએ લીધું સર્વે દેવોનું સ્વાગત કીધું
કીધું બ્રહ્માએ ભાષણ જે વાર તેનો લખતાં ન આવે પાર
સર્વે સભાએ ઠરાવ કીધો ટીનપાટ ચહા દેવીને દીધો
પછી ઇન્દ્ર કીધો પોકાર ચહાને બોલાવો સભા મોઝાર

એને શ્રાપ સભા મહીં આપો તેનું મૂળ સ્વર્ગેથી કાપો
સર્વન્ટ બોલાવ્યા ત્રણ ચાર તેમને ઇન્દ્રે કહ્યું તેવાર
ઝટ જાઓ ચહાને તેડી લાવો એને બાંધી સભામધ્યેલાવો
સેવક દોડયા બોલાવા કાજ હવે સાંભળ બુડથલરાજ
જ્યાં નન્દન વનની છે વાડી, ત્યાં વસે છે સ્વર્ગની લાડી
ત્યાં વસે ચહાદેવી સાક્ષાત, જેને જગત પૂજે છે પ્રભાત
તેવાં મૃત્યુ લોકનાં માંજી, બેઠાં રત્ન સિંહાસન બિરાજ
જેના રૂપ તણો નહી પાર, કંઠે હીરા મોતી કેરા હાર
જેની બ્યુટી છે સનલાઇટ જેવી રૂપે રંભા સમી એ દેવી
હેન્ડ બેન્ગલ પર્લની પહેરી આર્મલેટની શોભા સારી
ગોલ્ડ પ્લેઈટ જડી છે દાંતે રીસ્ટલેટ રખીની છે હાથે
ડાયમન્ડ રીંગ આંગળીએ ધારી નોઝ-રીંગ નાકે રૂપાળી
એમ્બ્રાઝિયલ જેવા જેના બોલ નન્દન વનમાં કરેછે કલોલ
વેરીગેટડ સાડી છે અંગે લાખો દાસી સાથે રમે રંગે
તેવી સ્વર્ગતણી પટરાણી જેને સર્વ દેવોએ વખાણી
એની કાંતિ છે મુનના જેવી નન્દન વનમાં લીલા કરે કેવી
છત્ર ચમ્મર ફરે જેને શીષ જેનું ધ્યાન ધરે જુગદીશ
રમી રહી છે રંગે જે વાર આવ્યા દૂત બોલાવા તે વાર
ઇન્દ્ર બોલાવે તમને માત માટે ચાલો અમારી સાથ
કીધો દેવે તમારો ત્યાગ હવે નથી ઉગરવાનો માર્ગ
સૂણી દૂતનાં એવાં વચન અતિ ચહાને ચીંતા થઇ મન
દેવતાનો સૂણીને શ્રાપ ચહા માતાને થયો પરિતાપ
હવે મારી શી ગતિ થાશે મારૂં ગૌરવ સઘળું જાશે

પાયે મોજડી મોતીની પહેરી વાળે વાળે પર્લ પરોવી
કીધી રમત બંધ તે વાર નીકળી નન્દન વનથી બહાર

**વલણ.**

નન્દન વનથી નીકળી. દેવ સભામાં જાય
રૂમ ઝુમ કરતી આવીને, પદ્મણિ લાગી પાય.

ઇતીશ્રી ચહા પુરાણે વીસમી સદી વેદ વ્યાસ રચિત ચહા લીલા નામનો ચતુર્થોધ્યાય સંપૂર્ણ. બોલો ચાહા માતકી જય.

## અધ્યાય. ૫.

( વૈશંપાયે એણીપેર બોલ્યા એ રાગ )

ચીરૂટ પીને ચક્રમ બોલ્યા ધનચક્કર સુણ રાય
ચહાને દેખી દેવ કોપ્યા બોલ્યા તેણી વાર
ફટ ફટ રંડા ફટ ફટ રંડા તુજને છે ધિક્કાર
તુજ કાજે થઇ ચિંતા અમને થયું દુઃખ અપાર
ગર્ધવ રાજા તપ કરે છે તે પણ તારા કાજ
તુજને જોના સેવી હતતો બનત દુખીના આજ
તારા કાજે ચિંતા વ્યાપી અમે બન્યા ઉદાસ
જા મૃત્યુલોકમાં જઇનેપડજે નર્કમાં કરજે વાસ
મૃત્યુ લોકમાં મોર્નિંગ ટાઇમે હાર્થ ડેલી ચઢજે
તુજ ફ્રેન્ડમેનોના લીવર ચુસી પેટ તારૂં ભરજે
ફાયર પર તું બળતી રહેજે રકત નીકળજો તારૂં
જે જન તારૂં રકત પીશે તેનું કદીયે નહી થાય સારૂં
અંધ બની જે જન અવનીમાં કરશે તારૂં પાન
લોહી તેનાં ચુસી ખાજે બોલ્યા શ્રી ભગવાન
અમૃત રૂપી પયને ત્યાગી કરશે તારી સેવ

એ જન એદી, વ્યસની બનશે બોલ્યા શ્રી મહાદેવ
ચહા નારી જે તુજને ચહાશે આંખો છતાં બની અંધ
ધર્મભ્રષ્ટ તે જન બનવાના ક્રોધથી બોલ્યો ઇંદ્ર
ક્રોધ કરીને દેવ બોલ્યા સાંભળજે તું ચહાય
મૃત્યુ લોકમાં વેલી થઇને ઉગજે પૃથ્વીમાંય
નાર નવેલી સ્વર્ગ તણી તું વનની વેલી બનજે
સદ્‌ગુણ તારા સ્વર્ગે રહેજો દુરગુણી દારા બનજે
સર્વ દેવનો શ્રાપ સાંભળી થર થર ધ્રૂજી ચહાય
શ્રાપ દીધો સ્વર્ગના દેવે હાય હવે શું થાય
રીસ વ્યાપી ચહા દેવીને ક્રોધ તેને કીધો
હેન્ડ પછાડી ટેબલ ઉપર જવાબ સામો દીધો
હ્વોટ આરયુ એન્ગ્રીએબાઉટ તે જણાવો મુજને
ઇન્સલ્ટ મારૂં એટવન્સ કીધું શ્રાપ દઉં છું તમને
એક વખત હું હતી પ્યારી તે હવે બની દુઃખકારી
ફોલ્ટ વિના મને શ્રાપ આપ્યો શા માટે મુરારી
માટે તમને શ્રાપ દઉં છું મારો શ્રાપ સાંભળજો
દેવ સર્વે માટી થઇને માટીમાં મળી જાજો,
સામા સામી શ્રાપ સાંભળી સ્વર્ગ કંપવા લાગ્યું
પૃથ્વી લાગી ડોલવા પાતાળ ધ્રૂજવા લાગ્યું
શેષનાગ પાતાળે છટક્યો ધરતી ધ્રૂજી તે વાર
શ્રાપ સાંભળી ચહાદેવીનો વરત્યો હાહાકાર
બ્રહ્મા ભડક્યા વિષ્ણુ ચમક્યા ગભરાયા મહાદેવ
ઇંદ્ર બિચારો રડવા લાગ્યો રડી પડયા સૌ દેવ
ફોર્થ માસ સુધી રૂદન કીધું દેવોએ તે ઠાર

અત્યારે પણ છે એંધાણી આવે છે વરસાદ
વરસાદ નહી પણ દેવના આંસું સાંભળજે તું રાય
ચાહના શ્રાપે આંસુ પડીયાં કહેવાયો વરસાદ
બિલિયન વર્ષો વિતી ગયા પણ દેવ કરે પરિતાપ
રેઇની સીઝન આવે છે ત્યારે સ્વર્ગ કરે છે વિલાપ
મેડ દુનિયા કહે ચોમાસુ વરસે છે વરસાદ
વરસાદ નહીંપણ દેવનાંઆંસુ વરસે ચારે માસ
મેડ મેનો મેડ દુનિયા જાણે નહી કાંઇ શાસ્ત્ર
ઇટ રેઇન્સ કહી કુટી મારે પણ ચહાદેવીનો શ્રાપ
અગષ્ટ બેસતાં ચહાદેવીને થયો દેવનો શ્રાપ
પ્રત્યક્ષ એ પૂરાવો રાજા ચહાદેવીનો શ્રાપ
રોતા દેખી દેવ સરવે ઇંદ્રાણિ ત્યાં આવી
સર્વ દેવને રડતા દેખી ઇંદ્રને કહેવા લાગી
ડીયર વાય ડુ યુશિડટીઅંસ શા માટે રડો છો
છાના રહો મુજ છેલછબીલા ચિંતા કેમ કરો છો
ઇંદ્ર ઇંદ્રાણીને કહે છે થયો ચહાનો શ્રાપ
ઉપાય નથી કાંઈ ઉગરવાનો અતિ થાય પરિતાપ
ધીરજ આપી ઇંદ્રાણીએ રડતા છાના રાખ્યા
હવેજગતજનુનીચહામાતાને વિલાપ કરવા લાગ્યાં

**વલણ.**

શોક તજી દઇ સુરપતિ, કરવા લાગ્યો વિચાર
રડવા લાગી સુંદરી, રૂદનનો નહિપાર

ઇતીશ્રી ચહાપુરાણે વીસમી સદી વેદ વ્યાસ રચિત સ્વર્ગ ખળભળાટ નામનો પંચમોાધ્યાય પરિપૂર્ણં બોલો સર્વ દેવકી જય.

ચક્રમ મુનિ ચહા પી બોલ્યા, ઘનચક્કર સૂણરાય
સ્વર્ગે ચિંતાતુર બન્યું સૌ, હવે દશા શું થાય
જગત જનુવી ચહા માતા તે, કરવા લાગ્યાં વિલાપ
આક્રંદ કરતાં આંસુ ભરતાં, અતિ કરે પરિતાપ
સ્વર્ગ સભામાં ચહામાતાએ, રૂદન કર્યું જે વાર
તે રૂદ। લખતાં સરસ્વતીને વીત્યાં વર્ષ અપાર
રૂદન લખતાં થાકી સરસ્વતિ વીત્યાં વર્ષ હજાર
શાહી ખૂટી ને લેખણતુટી પણ નાવ્યોરૂદનનો પાર
પણ ટુંકામાં હું કરૂં વિવેચન સાંભળ ખુડલથલરાય
ચહાદેવીનુ રૂદન કહું છુ રૂદનનો મહિમાય
રૂદન પર્વનો મહિમા મોટો સાંભળશે જે જન
રૂદન સાંભળી જે જન રોશે તેનું જીવતર ધન્ય
પણ રૂદન સાંભળી ચહામાતાનું જે જન જરા ન રડશે
સાચું કહું છુ ખુડથલરાજા ચહાદેવી તેને નડશે
માટે થોડું ઘણું તો રડવું જોઇએ કરવો જોઇએશોક
ચહાદેવીના ભકતો એતો મૂકવી જોઇએ પોક
પોક મૂકીને પુષ્કળ રડવું ચહામાતાને કાજ
ગધર્વરાયે રાજ તજયું તો આપણને શીલાજ
માટે શુરા પ્રેમી પૂરા ચહાદેવીના દાસ
ચહાના દુખે દુખી થઇને રડવું જોઇએ ખાસ
રડવામાં છે સોભા તમારી જણાય તમારો પ્રેમ
ચહા માતા જ્યારે રડી રહ્યા ત્યારે તમે રડો નહીકેમ
માટે ભકતો ચહામાતાના રડજો અપરંપાર

નહી રડો તો દેવી તમને જરૂર કરસે ઠાર
રડયા વગર જો ચહા પીસોતો દેવી કરસે કોપ
રકત તમારૂં ચુસીખાઇને મોકલસે પરલોક
માટે જોઇવિચારીકામજ કરજો એ દેવીથી ડરજો
કથા સાંભળી પુષ્કળ રડજો ચહા માતાને કાજ
રડો નહિ તો પીસો નહી હું સાચું કહું છું આજ
હવેરૂદન પર્વનો મહીમાકહ્યુછુ રૂદનનો વિસ્તાર
સ્વર્ગ સભામાં રડવા લાગ્યાં ચહામાતા તે વાર

વલણ

સ્વર્ગ સભામો સુંદરી, કરવા લાગી વિલાપ
રોતા રોતા વાંચજો, અતિ થસે પરિતાપ

ઇતીશ્રી ચહા પુરાણે વીસમી સદી વેદવ્યાસ રચિત રૂદન પર્વે નામનો છઠ્ઠો ધ્યાય સંપૂર્ણ.

બોલો રૂદન પર્વની જય.

## અધ્યાય–૭

### ચહા માતાનું રૂદન.

(વૈંદરભી વનમાં વલવલે એ રાગ)

ચ્હાદેવી સ્વર્ગમાં ટળવળે કરે અશ્રુરે પાત
હાય જીવી હવે શુ કરૂં કરૂં દેહની ઘાત ચહાદેવી
સ્વર્ગ સભામા સુદરી કરવા લાગી વિલાપ
કયાંથી આવીનેઆ નડયાં પૂર્વ જન્મનાં પાપ ચહાદેવી
માતા ગોત્રારી તું કયાં ગઇ કયાં ગયા અકકરમી તાત
બદમાસ બેની તુ કયાં ગઇ કયાં ગયા વંઠેલ ભ્રાત ચહાદેવી
કપૂત કાકા તમે કયાં ગયા કાકી કર્મ ચંડાળ

આમા તમે ક્યાં મરી ગયા મારી લ્યોને સંભાળ ચહાદેવી
ફુઆ તમે કયાં ફાટી પડયા કયા ગયા ફટકેલ ફોઈ
માસી તુ કયાં નાસી ગઇ મારૂ સંગી ના કોઈ ચહાદેવી
કંથ કામણગારા ક્યાં ગયા તમને કોગળીયુ થાય
દીએર તું કયાં દટાઈ ગયો પૃથ્વીના પડમાંય ચહાદેવી
વિધવા સૂત વીરા કયાં હસો વહાલાં વંઠેલભાઈ
દુખવેળા શું નાસી ગયા નવ રાખી સગાઈ ચહાદેવી
શ્રાપ દીધો શું સુરપતિ કીધો કંઈ ના વિચાર
શર્મ ધરી ના સેકન્ડની કાઢી પૃથ્વી મોઝાર ચહાદેવી
વારી જાઉ વહાલા વિઠલા કીધાં આવાં શું કાજ
દાસીને સ્વર્ગેથી કાઢતાં જરીયે આવી ના લાજ ચહાદેવી
આક્રંદ માંડયું આ કરૂં રૂવે રૂદીયા ફાટ
ક્રોધ કરીને કામિની કુટી નાંખે લેલાટ ચહાદેવી
નેત્રમાંથી આંસુ ઝરે જાણે મોતીની હાર
લોચન રાતાં થઈ ગયાં કરી રૂદન અપાર ચહાદેવી
રૂદન દેખી રામાતણું વ્યાપ્યો સ્વર્ગમાં શોક
પાતાળ લાગ્યું ધ્રૂજવા ધ્રૂજ્યા પૃથ્વીના લોક ચહાદેવી
વૃક્ષ વેલીનીચીનમી નમ્યા પર્વતને પહાડ
રોવા લાગ્યાં સૌમાનવી પશુ પંખી ને ઝાડ ચહાદેવી
સાગર જળ સ્તંભી ગયાં રથંભ્યા નદીઓનાં નીર
સૂર્ય ચંદ્ર સ્થિર થઈ ગયા નવ ચાલે લગીર ચહાદેવી
મંદ પડી ગઇ મોટરો તુટયા ટ્રામોના તાર
એરોપ્લેન અટકી પડયાં નવ ઉડે લગાર ચહાદેવી
ટ્રેન ટ્રામો અટકી પડી અટકયા વાજાંના સૂર

અટકયો સ્વરાજનો રેંટીયો અટકયાં નદિયોનાં પૂર ચહાદેવી
અટકયો કુંભારનો ચાકડો અટકયો ઘાંચીનો બેલ
અટકયા હજામનો અસ્ત્રો અટકયો નાટકનો ખેલ ચહાદેવી
અટકયો સ્ટવ સ્વીડન તણો અટકયાં જર્મનના જંગ
અટકયા વિલાયતના વાયરા અટકયા નાચને રંગ ચહાદેવી
અટકયા કોરટના કાયદા અટકયાં ફેનસી વોચ
અટકયા મરણના વાયદા અટકી સ્ટીમરો લોચ ચહાદેવી
અટકી ચક્રમજીની જીભડી અટકી વ્યાસની સ્ટીલ
અટકી સ્ટીમરો સાગર મહીં અટકી ટોપી મીલ ચહાદેવી
હાહાકાર થયો અતિ વ્યાપ્યો સ્વર્ગમાં શોક
કથા કહેતાં વિધવા સૂતે મોટી મુકી છે પોક ચહાદેવી

### વલણ.

પોક મૂકી વિધવા સૂતે લાંબો કાઢી સૂર,
ધાર ચાલી અશ્રુ તણી, જાણે નદીનું પૂર

ઇતિશ્રી ચહા પુરાણે વીસમી સદી વેદ વ્યાસ રચિત સપ્તમોધ્યાય સંપૂર્ણ. ( બોલો વીસમી સદીના વેદ વ્યાસજી જય. )

## અધ્યાય ૮.

( વૈશંપાયે એણીપેર બોલ્યા એ રાગ. )

રોતા કકળતા ચક્રમ બોલ્યા સાંભળજે તું રાય
રૂદન વાંચતાં ચહા માતાનું કંપે મારી કાય
ઘણા દિવસ મેં રૂદન કીધું ચહા માતાને કાજ
મુજ આંસુ કેરી ધાર ચાલી સાંભળ ખુડથલરાજ
તે આંસુ કેરો સાગર બનિયો દરિયો જે કહેવાય
તે મુજ આસુથી થયો ઉત્પન્ન વધી ગયો મહિમાય
પણ મૂર્ખા જેવો તું છે રાજા તને નથી કંઈ પ્રેમ

મારી માફક ખૂબ રડીને તળાવ ભર્યું નહી કેમ
મેં જ્યારે સાગર ભર્યો ત્યારે તળાવ તેં ના ભરીયાં
ચીકધીક તુજને વંઠેલ રાજા બોલ્યાં બાપના પળીયાં
સાત પેઢીનું નામ લજાવ્યું રડયો નહિ લવ લેશ
ભક્ત નથી તું ચહા માતાનો દીસે દંભી વેશ
ક્રોધ ચઢયો ચક્રમ મુનિને નેત્ર બન્યાં છે રેડ
કથા મહીં શંકા ધરશો તો જરૂર બનશો મેડ
મેડ બનશો મેન લોકો વિધવા સુતની વાણી
વેદ વ્યાસ કહે વીસમી સદીના થાવા દ્યો ચહાપાણી
ચહા પીશો તો ચાર ધામની યાત્રાનું ફળ થાશે
કડક, મીઠી, ગુલાબી, પીશો તો સ્નાન ગંગાનું થાશે
હવે ધન ચક્કર તો થરથર ધ્રુજ્યો પડયો રૂષિને પાય
માફ કરો મુનિરાય મારા બાળકની ભૂલ થાય
થોડું રડયો તે ઘણું માનજો મહાનુભાવ મુનિરાય
વિધવા સુત ગુરૂ જ્ઞાની મારા, આગળ કહો કથાય
ક્રોધ સમાવી ચક્રમ બોલ્યા, સાંભળજે તું કીંગ
કથા સાંભળી ચહા માતાની, બની જતો ના દીંગ
રૂદન કરીને ચહા દેવીયે, પ્રેઈડ કરી તેવારે
ટુ હેન્ડ જોડી શીષ નમાવી, બોલ્યાં તેણી વારે
ક્રુઅલ ડીયર શું બનો છો, ફેવર મુજપર રાખો
મર્સીફુલ છો આપ મોટા, દાસીનાં દુઃખ કાપો
ઉવોટ આર યુ એન્ગ્રી એબાઉટ તે જણાવો મુજને
આપ નિવારો સ્વામી મારો દાસી છું તમ શરણે

એવી રીતે ચહા માતાએ પ્રેયર કરી જે વારે
શ્રાપ અનુગ્રહ ચહાનો કીધો સૂરપતિએ તે વારે
ઈન્દ્રિ ગ્લેડ થઇને બોલ્યો સાંભળજે તું ચહાય
મૃત્યુ લોકમાં વેલી થઈને ઉગજે પૃથ્વીમાંય
પણ શ્રાપ અનુગ્રહ એ છે મારો મહિમા તારો વધશે
લીવ્ઝ તારાં કીમતી બનશે પૃથ્વીમાં પૂજાશે

વલણ

પૂજાશે પૃથ્વી અહીં, કીમતી તારાં પાન
મૃત્યુ લોકમાં માનુની, મળશે ઝાઝાં માન.

ઈતીશ્રી ચહા પુરાણે વીસમી સદી વેદવ્યાસ રચિત સૂરપતિ શ્રાપનિવારણ નામનો અષ્ટમોધ્યાય સંપૂર્ણ.

બોલો સૂરપતિરાયકી જય.

## અધ્યાય ૯ મો.

( વૈશંપાયે એણીપેર બોલ્યા એ રાગ )

ચીરૂટ ફૂંકી ચક્રમ મુનિયે આગળ કથા ચલાવી
કથા કહેતાં ખૂબ જોરથી જય ચાહની બોલાવી
સાંભળો શ્રોતા પ્રેમ કરીને કથા કહું છું સારી
સૂરપતિએ શ્રાપ નિવાર્યો આવી વિષ્ણુની વારી
ગરૂડા ગામી ગોવિંદજીએ અતિ કરૂણા કીધી
ભરી સભામાં ચહા દેવીને આશિષ રૂડી દીધી
શ્રાપ અનુગ્રહ કર્યો શામળે બોલ્યા જુગદાધાર
પૃથ્વીમાં તુજ મહિમા વધશે મળશે માન અપાર
મૃત્યુલોકમાં મોર્નિંગ ટાઇમે પૂજન તારૂં થાશે
ડેલી તારા દાસ સવારે પ્રભાતમાં ગુણ ગાશે

કળીયુગમાં તુજ કીર્તી વધશે ઝાઝા કરશે વખાણ
વીસમી સદીના વેદવ્યાસતે રચશે તુજ પુરાણ
તુજ પુરાણનો મહિમા મોટો સાંભળશે જે જન
કથા સાંભળી ચહા પીશે તેને સર્વ દેવ પરસન
તારી ભક્તિ જે ઝાઝી કરશે તેને થઇશ પ્રસન્ન
ઝટ તેને સ્વર્ગે બોલાવી દઇશ હું દર્શન
બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય, શૂદ્રો ગુણ તારા સૌ ગાશે
નામ તારૂં અમર બનશે પૃથ્વીમાં પૂજાશે
ચીન દેશમાં વાસો કરજે પૃથ્વીમાં પર વરજે
અજબ મોહિનીમાં અંધબનાવી મનુષ્યનાં મન હરજે
પણ શ્રાપ મારો મિથ્યા નહી થાયે ભોગવવો તો પડશે
મૃત્યુ લોકમાં મોર્નિંગ ટાઇમે હાથે ડેલી ચઢજે
ફાયર પર તું બળતી રહેજે રક્ત નીકળજો તારૂં
ઝાઝું તારૂં રક્ત પીશે તેનુ કદીયે નહિ થાય સારૂં
વિષ્ણુ વર આપીને બેસા ઉભા થયા મહાદેવ
પ્રસન્ન થઇને શંભુ બોલ્યા જગ કરશે તુજ સેવ
મૃત્યું લોકમાં મંદિર તારાં ઠેર ઠેર બંધાશે
પણ શ્રાપના લીધે મંદિર બદલે હોટલો કહેવાશે
ત્યાં તુજ ભકતો રાતદિવસ કરશે તારી સેવ
શ્રાપ અનુગ્રહ એ છે મારે બોલ્યા શ્રી મહાદેવ
ભડાક દઇને બ્રહ્મા બોલ્યા સાંભળજે તું ચ્હાય
કળીયુગમાં તુજ કીર્તી વધશે વધી જશે મહિમાય
બાર્બર, કાડૅર, ઘાંચી, મોચી, બ્રાહ્મણ, વણિક, ચમાર
ઢેડ, વાઘરી, રાવળીયા વળી સઇ, સોનીને સુતાર

કુંભાર,કણબી, કોળી કંસારા ઓઝા, ખ્રિસ્તી લોક
ગોલા, ગાંધી ગમાર, પીશે નહી પીએ નર કોક
ચમારપીશે ચાકર પીશે ચતુરાઓ તેને ચહાશે
છીનાળ,છીંપા,જગલા,ભગલા ગુણ તારા સૌ ગાશે
ચીન, ઇન્ડીયા, ઇંગ્લાંડ, પીશે જર્મન કરશે પાન
રાજનગરમાં રીચીરોડ પર મળશે તુજને માન
સ્વર્ગ તણી દેવીનાં સરખાં જરૂર મળશે માન
લક્ષ્મી, સરસ્વતિ, મહાલક્ષ્મી, તુજ મંદિર કેરાં નામ
તવ ચહાદેવી કહેવા લાગી, હતો તમારો પ્રેમ
શી રીતે એ દુનિયા જાણે. માને માનવી કેમ
આપો નિશાની મુજને એવી, તમને હતી હું પ્યારી
શ્રાપ નિવારૂ સર્વ દેવનો, આવી મારી વારી
તવ વિષ્ણુએ વચન આપ્યું અમર નામ તુજ થાશે
સર્વ દેવના નામ તારા મંદિર પર લખાશે
શંકરવિજય, વિષ્ણુવિજય, ઇન્દ્ર; ચન્દ્રને રામ
ગોવીંદ, ગોપાલ, કૃષ્ણવિજય તુજ મંદિર કેરાં નામ
જગન્નનાથ સમ મંદિર તારાં. દુનિયામાં પૂજાશે
ભંગી બ્રાહ્મણ સાથે બેસી ખાવાનું લઇ ખાશે
નીચ ઊચ સૌ પાસે બેસી કરશે તારા પાન
ધર્મ બાધ નહી ગણાય જરીયે મળશે તુજને માન
જગન્નાથ જગતાત ગણાશે તું સૌ જગની માત
તમ બે આગળ અવનિમાં નહી ગણાય જાત કે ભાત
શ્રાપ અનુગ્રહ દેવે કીધો વરત્યો જયજયકાર
ચહા દેવીએ કર્મ નિવાર્યો દેવોનો તે વાર.

વલણ.

કર્સ નિવારે કામિની; સર્વ દેવ હરખાય,
શ્રાપ નિવાર્યો શી રીતે; તેની કહું છું કથાય

ઇતી શ્રી ચહા પુરાણે વીસમીસદી વેદ વ્યાસ રચિત સર્વ દેવ-
શ્રાપનિવારણ નામનો નવમો અધ્યાય સંપૂર્ણ.
બોલો સર્વ દેવકી જય,

## અધ્યાય. ૧૦

( વૈશંપાયે એણીપેર બોલ્યા એ રાગ. )

ચહાના શોખીન ચક્રમ મુનિયે ચહા પીધી કપ ચાર.
ચહા પીને ચક્રમ બોલ્યા બીડીયો કાઢો યાર

બીડી વગર નવ ચેન પડે નવ પૂરી કથા કહેવાય
અજબ ગુણ છે બીડીયો કેરો અજબ તેનો મહિમાય

અજબ નામ છે બીડીયો કેરૂં અજબ બીડીનું કામ
બીડી પીધા વીણ કૈક મરી ગયા નથી નામ કે ઠામ

તવ રાજાએ ચીરૂટ આપી ચક્રમ પીવા લાગ્યા
સભા મહીં સીગરેટો વહેચી શ્રોતા ફૂંકવા લાગ્યા

સીગારેટ પીતા શ્રોતા બોલ્યા કહો કહો મુનિરાય
બીડી બાઈ તે ક્યાંથી આવ્યાં શું તેનો મહિમાય

કોણ પિતા કોણ માતા કયા પુરૂષની નારી
મનહરણ એ મોહક બીડી ક્યાં આગળ વસનારી

ક્યાંથી આવી ક્યાં જાવાની વસી અવનિમાં કેમ
માનીતી છે મૃત્યુ લોકમાં રાખે મનુષ્યો પ્રેમ

કોણ દેશમાં વસનારી તે કયા નગરથી આવી
ભરતખંડમાં બીડીબાઈ ને કોણ લાવ્યું બોલાવી.

ચીરૂટ પીને ચક્રમ બોલ્યા ધન ધન શ્રોતાજન
પ્રશ્ન કર્યો તમે શાસ્ત્ર કેરો અતિ થયો હું પ્રસન્ન

પણ ચહા પુરાણની કથા મહી નવબીડી પુરાણ કહેવાય
રીસ ચઢે બહુ ચહા માતાને વધે બીડી મહિમાય
પણ કોક વેળા કોક ટાઇમે તે કથા કહેવાશે
ચહા પુરાણના બીજા ભાગમાં, બીડી પુરાણ કહેવાશે
શુભ વેળાએ શુભ મહુરત જોઈ, કહીશું બીડી પુરાણ
ચહા પુરાણના બીજા ભાગમાં બીડીયોનાં વખાણ
અધ્યાય બાવીસ બીડીયો કેરા કથા રચી છે મોટી
ફકત એકનો સાર કહું છું થવું પડે નહી ખોટી
સાભળજે તું બુડથલ રાજા બીડી તણો મહિમાય
ચહા પુરાણની સેકન્ડ બુકમાં બીડી પુરાણ વંચાય
પણ થોડો ઘણો હું સાર કહું છું બીજા ભાગની વાત
એક અધ્યાયનો સાર કહું છું થોડી રહી છે રાત
બાર વરસ બીડીયોના કાજે બોથાયે તપ કીધું
સાત વરસ સોલજર લોકોએ અન્ન, જળ, નવ લીધું
દસ વરસ દીકરા મારાએ ધર્યું બીડીનું ધ્યાન
એક ફુંક બીડીના માટે ગયા લાખના જાન
પણ બીડી નવ હાથ આવી થઈ ગઇ અંતર ધ્યાન
પાતાળેથી પકડી લાવ્યો ગર્ધવનો સંતાન
તે કથાનો વિસ્તાર મોટો વાંચી વિસ્મય થાશો
બીજો ભાગ વાંચીને બંધુ ખૂશ ખુશ થઇ જાશો
અધિક મહિમા ચહા બીડીનો જગમાં હાલ જણાય
અલ્પસાર બીડીનો કહું છું બીડી તણો મહિમાય
સતયુગ કેરી વાત આ છે સાંભળો શ્રોતાજન
ઓત્રા સ્વામી અભિમન્યુ જો અર્જુન કેરો તન
તે કોઠા યુદ્ધે ચઢિયો ત્યારે બીડી પીધી તે નાદ
બીડી પીને બહાદુર ચાલ્યો, નવ લાગી કંઈ વાર

પહેલે કોઠે પારથ સૂતે, જઈ બીડી સળગાવી.
બીડી પ્રતાપે કોઠો જીત્યો, બીડી તણી બલીહારી
બીજે કોઠે બહાદુર ઉભો અર્ધી બીડી પીધી
ફુંક મારી બીડી કેરી બીડી ફેંકી દીધી
થર્ડ, ફોર્થ, ને ફીફ્થ, જીત્યો સીક્સ કોઠે ઉભો
છઠ્ઠે કોઠે સુભદ્રાસુત મન કરે મનસૂબો
સ્મોકીંગ પીતો અર્જુનનંદન વિચાર કરે મન સાથ
બીજી બીડી પીવા માટે નાંખ્યો ખીસ્સે હાથ
પણ ખીસામાં બીડીયો ખૂટી મળે ન બીડી એક
લખ્યા લેખ મિથ્યા નવ થાયે તજ્યો તરૂણે ટેક
એક કોઠો જીતવો બાકી એક બીડી નહી પાસ
શી રીતે કોઠો જીતાશે બહાદુર બન્યો નિરાશ
ભીમસેન સાથે વાણી વદીયો ભીમસેન કાકા જાઓ
બંડલ બીડીયોનું તંબુમાં જઈ બીડીયો લઇ આવો.
કોઠા યુદ્ધે ચઢિયો ત્યારે બીડીયો પાસે પાંચ
એકેક કોઠે એકેક પીધી ન આવી ઉની આંચ.
જો સાતમે કોઠે અભિમન્યુએ બીડી પીધી હોત
બ્રહ્મા, વિષ્ણુ, મહેશથી પણ ન થાત તેનું મ્હોત
અભિમન્યુ અકળાવા લાગ્યો હવે દશા શું થાશે.
વર્ણન લાંબુ બીડીયો કેર બીજા ભાગે કહેવાશે
શ્રાપ નિવાર્યો ચહા દેવીએ દેવોને શું કીધું.
શી રીતે એ પૃથ્વિ આવી, પરાક્રમ કેવું કીધું.
પૃથ્વી પડતાં પાતાળ ફોડી; નાઠી કેવી ચહાય
વિષ્વાસુત શી રીતે લાવ્યા, ચહાને પૃથ્વી માંય.

હીમગીરી પર ગર્ધવ બેઠો, તેની શી ગતિ થાશે
રસીક વર્ણન ચહા માતાનું બીજા ભાગે કહેવાશે
અધિક મહિમા બાકી રહ્યો છે સાંભળ બુડથલ રાય
સ્ટોપ કરૂં છું કથા હવે બીજા ભાગ મહીં કહેવાય
ફર્સ્ટ ભાગ પરિપૂર્ણ થયો હવે બીજે ભાગ કહેવાય
આરતી ઉતારો ચહામાતાની બોલો જય જય ચહાય.

## ચાહ માતાની આરતી.

રાગ—આરતીનો.

જય જય ચાહ માતા મા જય જય ચાહ માતા
જગતમાં સર્વે પ્રાણી ગુણ તારા ગાતા જય જય ચાહ માતા
સકલ દેવથી શ્રેષ્ટ સાચી તું દેવી મા સાચી તું દેવી
અખિલ જગતમાં વ્યાપી સકળ લોકે સેવી જય જય ચહા દેવી
ડેલી મોર્નિંગ ટાઇમ ગુણુગાન ગાઈએ મા ગુણ (૨)
પૂજન કરવા પ્રીતે હોટલમાં જઇએ જય જય ચહા માતા
હોટલ મંદિર માંયે વાસ કર્યો દેવી તેં વાસ કર્યો દેવી
બ્રાહ્મણ. ભંગી, ભીલે મા તુજને સેવી જય જય ચહા માતા
હિંદુ, મુસલમાન પારસી ગુણ તારા ગાતા મા ગુણ (૨)
એહીં ચપ્પણ ચહાનાં ખૂશ બની પીતા જય જય ચહા માતા
રક્ત વર્ણની માત રક્ત તણી ભૂખી મા (૨)
રક્ત મનુષ્યની પીતી દેવી કાળ મુખી જય જય ચહા દેવી
જાજો સત્યાનાશ તારૂં ચાહનારી દેવી તારૂં ચહા નારી
ચહાશો કદી નહી ચાહને એજ અરજ મારી જય જય ચહા દેવી

ઇતિશ્રી ચહા પુરાણે વીસમી સદી વેદ વ્યાસ રચિત પ્રથમ ભાગ પરિપૂર્ણ બોલો ચહા દેવીકી જય.

**પ્રથમ ભાગ સમાપ્ત.**

ટુંક વખતમાં છપાઇ બહાર પડશે.

# ચહા પુરાણ

## ભાગ ૨ જો.

આ લેખકનાં લખેલાં નીચેનાં પુસ્તકો ટુંક સમયમાં બહાર પડશે,

| | |
|---|---|
| અનાથ વિધવાની આત્મકથા યાને એક અબળાનો પોકાર. | કિ. ૦-૪-૦ |
| કમનસીબ કમળા યાને હિંદુ સંસારની હોળી | ૦-૪-૦ |
| મોહિનીચંદ્ર યાને પ્રેમ પરિક્ષા (સામાજીક નવલકથા) | ૦-૧૨-૦ |
| સ્વાર્થમય સંસાર યાને દોલતની દુનિયા (નવલકથા | ૧-૦-૦ |
| ચહાપુરાણ યાને સ્વર્ગની દેવી ભાગ, ૧-૨ | |

ઉપરનાં પુસ્તકો ટુંક સમયમાં છપાઇ પ્રકટ થશે. અગાઉથી ગ્રાહક થનાર ગૃહસ્થને દરેક પુસ્તક પોણી કિંમતે મળી શકશે. આ બુક એકી સાથે સો ખરીદનારને રૂ. ૫) કમીશન મળશે. લખો નીચેના શીરનામેઃ—

શાન્તિલાલ લલ્લુભાઇ ત્રિવેદી ખેરાલુવાળા.

હાલ મુ.—ગોમતીપુર હોળી ચકલો—અમદાવાદ.